सनातन धर्म ग्रंथावली!

ॐ

॥ श्री कृष्णायनमः ॥

( श्री सनातन धर्मोपदेश )

# श्री नीति-वचनमाळा.

मणको २ जो.

संग्रहकर्त्ता, अनुवादक अने प्रकाशकः-

શાસ્ત્રી ગંગાશંકર મંચ્છાશંકર

મહીધરપુરા દાલગીયાનો મહોલ્લો-સુરત.

ૐ

॥ श्री कृष्णाय नमः ॥

(શ્રી સનાતનધર્મોપદેશ)

# શ્રી નીતિ વચનમાળા.

## (મણકો ૨ જો.)


સંગ્રહકર્તા, અનુવાદક અને પ્રકાશક:—

શાસ્ત્રી ગંગાશંકર મંચ્છાશંકર

મહીધરપુરા દાળગીયાનો મહોલ્લો–સુરત.



સુરત–ચૌટાના પૂલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિ. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યુ.

# વિજ્ઞાપના.

અમારા તરફથી " નીતિ વચનમાળા "નો પહેલો મણકો પ્રસિદ્ધ થયો હતો જે લોકપ્રિય થયો છે, હવે આ બીજો મણકો સુજ્ઞ વાંચકોની સેવામાં સમર્પણ કરીએ છીએ તેના અવલોકનથી તેમાં ઘટતો સુધારો-વધારો કીધાનું સ્પષ્ટ દ્રષ્ટિએ આવશે. ત્રીજો અને ચોથો મણકો પણ ત્વરાએ પ્રસિધ્ધીમાં મુકવાની યોજના થઈ છે.

અમે આ વખતથી ગ્રંથના નામમાં "સનાતન ધર્મો-પદેશ નીતિ વચન માળા" એવો ફેરફાર કીધો છે તેમ કરવામાં અમારો ઉદ્દેશ એ છે કે સાંપ્રત સમયે સનાતન ધર્મ સામે વિધર્મિઓ તરફથી અનુચીત પ્રહાર થતા રહે છે, એટલે સનાતન ધર્મનું સત્ય રહસ્ય શું છે તેને માટે સુજ્ઞ વાંચકોને ઘટતો બોધ અને વાસ્તવીક જ્ઞાન મળે કે અદ્દઢ મનુષ્યોની વૃત્તિ સ્વધર્મ શ્રધ્ધામાંથી વિચલીત ન થાય. એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. ઈતિશમ્।

સુરત મહીધરપુરા
દાલગીયાનો મોહલ્લો
જેષ્ટ-શુકલ પૂર્ણિમા
સંવત ૧૯૮૦

શુભાકાંક્ષી,

શાસ્ત્રી ગંગાશંકર મંચ્છાશંકર.

॥ श्रीकृष्णायनमः ॥

# શ્રી નીતિ વચનમાળા.

येन व्याप्तमिदं सर्वं जगत् स्थावरजंगमम् ।
तं वंदे परमात्मानं कृष्णाख्यं भक्तवत्सलम् ॥ १६६ ॥

જે પરમાત્માથી આખું ચરાચર જગત્ વ્યાપ્ત થઈ રહેલું છે. એવા ભકતવત્સલ શ્રીકૃષ્ણ પરમાત્માને હું પ્રણામ કરૂં છું. ૧૬૬

## લેખ વગેરેમાં સાધનરૂપ સાત વાતો.

उपक्रमोपसंहारौ अभ्यासोऽपूर्वताफलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥ १६७ ॥
(श्रो० टी० गी० पा. २०)

આપણે કોઈપણ લેખ, પ્રકરણ અથવા ગ્રંથના તાત્પર્યનો નિર્ણય કરવો હોય ત્યારે ઉપરના શ્લોકની સાત વાતો સાધન-(લિંગ) સ્વરૂપ છે જેમકે આરંભ, અંત, અભ્યાસ, અપૂર્વતા, (નવીનતા) ફળ, અર્થવાદ અને ઉપપત્તિ વગેરે છે. ૧૬૭.

## સત્ય વાણીનું માહાત્મ્ય.

अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ १६८ ॥
(आदि० ७४/१०२)

હજાર અશ્વમેધ અને સત્યની તુલના કરવામાં આવે તો તેમાં સત્યજ અધિક થાય છે. માટે દરેક વાતમાં સત્યજ બોલવું. ૧૬૮

वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिः सृताः।
तां तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः॥ १६९॥
(मनु ४-२५६)

માણસોનો સઘળો વ્યવહાર વાણીથી થાય છે. અને એકનો વિચાર બીજાને બતાવવાને શબ્દ સમાન બીજું સાધન નથી અને એ શબ્દ સઘળા વ્યવહારનું આશ્રય સ્થાન અને વાણીનું મૂળ કહેવાય છે. જે માણસ એને મલીન કરે છે અથવા વાણીની પ્રતારણા કરે છે તે માણસ ચોર કહેવાય છે. ૧૬૯

सत्यस्यवचनं श्रेयः सत्यादपि हितं वदेत्।
यद्भूतहितमत्यंतं एतत्सत्यं मतं मम॥ १७०॥
( शां. )

હંમેશાં સાચું બોલવું એ શ્રેષ્ઠ છે, તેના કરતાં તો જેથી પ્રાણીઓનું કલ્યાણ થાય તેવું બોલવું સારૂં છે કારણ કે જેનાથી તમામ પ્રાણીઓનું કલ્યાણ થાય તે અમારા મતથી સત્ય છે. ૧૭૦

## સાચા જુઠાનો વિવેક.

अकूजनेन चेन्मोक्षो नावकूजेत्कथंचन ।
अवश्यं कूजितव्ये वा शंकेरन्वाप्यकूजनात् ।
श्रेयस्तत्रानृत वक्तुं सत्यादिति विचारितम् ॥ १७१ ॥
( शां. )

જો વગર બોલે છુટકારો થાય તો કાંઇપણ બોલવું નહિ અને જો કદાચ બોલવું પડે અથવા નહિં બોલવાથી બીજાને કાંઇ સંદેહ પડે તો તે વખતે સત્યને બદલે અસત્ય બોલવું એ વધારે પ્રશસ્ત છે. ૧૭૧

न नर्मयुक्तं वचनं हिनस्ति न स्त्रीषु राजन्न विवाहकाले ।
प्राणात्यये सर्वधनापहारे पंचानृतान्याहुरपातकानि ॥१७२॥
( आ. शां. म. ८/११० )

હાંસીમાં સ્ત્રીઓની સાથે, વિવાહ સમયે, પોતાના જાનપર કંઇ આપત્તિ આવી પડે ત્યારે, અને સંપત્તિની (લક્ષ્મીની) રક્ષા કરવાને માટે જુઠું બોલવું તે પાપ નથી.

आत्महेतोः परार्थे वा नर्महास्याश्रयात्तथा ।
ये मृशा न वदंतीह ते नराः स्वर्गगामिनः ॥ १७३ ॥
(म. भा. अनु. १४४-१९)

જે માણુસ આ જગતમાં સ્વાર્થ કે પરમાર્થને માટે અથવા ઠઠ્ઠા મશ્કરીમાં પણ કદી જુઠું બોલતો નથી તે સ્વર્ગમાં જાય છે. ૧૭૩

## દુર્જનને પ્રથમ નમવું.

दुर्जनं प्रथमं वंदे सज्जनं तदनंतरम ।
मुखप्रक्षालनात्पूर्वं गुदप्रक्षालनं यथा ॥ १७४ ॥

દુર્જન માણુસને પહેલાં વંદન કરવું અને સજ્જનને પાછળથી નમવું. કારણ કે જેમ ગુદ પ્રક્ષાલન કર્યા પછી મુખ ધોવું તેમ ૧૭૪

## સત્યતા વિષે

नास्ति सत्यसमो धर्मो नसत्या द्विद्यत परम् ।
नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥ १७५ ॥

આ લોકમાં સત્ય સમાન ધર્મ નથી, સત્યથી કાંઇપણ શ્રેષ્ઠ નથી અને અસત્યથી બીજું એકપણ ખરાબ નથી ૧૭૫

## બુદ્ધિમાનોએ આટલી વસ્તુનો ત્યાગ કરવો.

विदैवज्ञं ग्रामं विबुधविधुरां भूपतिसभां ।
मुखं श्रुत्याहीनं मनुजपतिशान्यं च विषयम् ॥
अनाचारान्दारानपहरिकथं काव्यमपि च ।
प्रवक्तृत्वापेतं गुरुमपि सुबुद्धिः परिहरेत् ॥ १७६ ॥

જોશી વિનાનું ગામ, પંડિત વગરની રાજસભા, વેદ વિનાનું મુખ, રાજા વિનાનો દેશ, અનાચારવાળી સ્ત્રીઓ, હરિકથા વિનાનું કાવ્ય, અને સારૂં સારૂં બોલીને સમજાવી શકે એવા ગુરૂને બુદ્ધિવાને ત્યાગ કરવાં. ૧૭૬

## આ જગતમાં કઇ વસ્તુ સારી.

वरं मौनं कार्यं न च वचनमुक्तं यदनृतम् ।
वरं क्लैब्यं पुंसां न च परकलत्राभिगमनम् ॥
वरं प्राणत्यागो न च पिशुनवाक्येष्वभिरुचिः ।
वरं भिक्षाशित्वं न च परधनास्वादनसुखम् ॥ १७७ ॥

ખોટું બોલવા કરતાં મુંગા બેસવું એ ઘણું સારૂં છે, પારકી સ્ત્રીની ઇચ્છા કરવી તેનાં કરતાં નપુંસક થવું એ ઘણું સારૂં છે, આપણો પ્રાણ જાય તે સારો પરંતુ ચુગલીખોરના પર વિશ્વાસ રાખવો નહિ. ભીખ માંગીને પોતાનું ગુજરાન ચલાવવું સારૂં પણ પારકા ધનનો સ્વાદ સુખનો અનુભવ ન કરવો એ સારો છે. ૧૭૭

## મૂર્ખ મંડળમાં વિદ્વાનની શોભા નથી.

हंसो न भाति बलिभोजनवृंदमध्ये ।
गोमायुमंडलगतो न विभाति सिंहः ॥
जात्यो न भाति तुरगः खरयूथमध्ये ।
विद्वान्न भाति पुरुषेषु निरक्षरेषु ॥ १७८ ॥

બળીદાન ખાનાર કાગડાઓનાં ટોળામાં હંસની શોભા નથી. બકરાં તથા ગાયના ટોળામાં સિંહની શોભા નથી. સારો ઉંચી જાતનો ઘોડો ગધેડાના ટોળામાં શોભતો નથી. તેમ વિદ્વાન માણસ મૂર્ખના મંડળમાં શોભતો નથી. ૧૭૮

# દુર્જન તે દુર્જનજ છે.

दुर्जनः सुजनो न स्यादुपायानां शतैरपि ।
अपानं मृत्सहस्त्रेण धौतं चास्यं कथंभवेत ॥ १७९॥

સેંકડો ઉપાયો કરો છતાં પણ દુર્જન માણસ કદી પણ સજ્જન થતો નથી જેમકે હજાર વાર માટીથી ગુદાને પ્રક્ષાલન કરો પણ તે મુખ થાય નહીં. ૧૭૯

मधुरिमरुचिरं वचः खलानाममृतमहो प्रथमंपृथुव्यनक्ति ।
अथ कथयति मोहहेतुमंतर्गतमिव हालाहलं विषंतदेव ॥१८०॥

દુર્જનનું વચન પ્રથમ મધુરતાથી સુંદર છે તેથી સ્પષ્ટ રીતે અમૃતને પ્રકટ કરે છે. પરંતુ પાછળથી અંદર રહેલું મોહનું કારણ હળાહળ ઝેરને બતાવે છે. ૧૮૦

अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
सुजनबंधुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम १८१

નિર્દયતા, વગર કારણે કલેશ, પરધન અને પરસ્ત્રીની ઈચ્છા સજ્જન અને બંધુજનમાં અસહનતા એટલાં વાના દુર્જનોને સ્વભાવથીજ સિદ્ધ છે. ૧૮૧

न दुर्जनः सज्जनतामुपैति बहुप्रकारैरपि सेव्यमानः ।
भूयोऽपि सिक्तः पयसा घृतेन न निंबवृक्षो मधुरत्वमेति ॥१८२॥

ઘણે પ્રકારે સેવેલો દુર્જન માણસ કદીપણ સર્જનતા પામતો નથી કારણકે ઘી અને દૂધથી વારંવાર સીંચન કરેલું લીમડાનું વૃક્ષ મધુરતા (મીઠાસ) પામતું નથી. ૧૮૨

## દુર્જનના આચરણ.

नागच्छन्तुपहूयते न वचनोत्थानासनैः पूज्यते ।
नो पृच्छन्ननुभाष्यते न च दृशा सांद्रादरं वीक्ष्यते ॥
ईर्ष्यावेशकषायितं हृदि घृणालेशोऽपि न स्पृश्यते ।
किं त्वेकः प्रवदन्समंजसमपि प्राज्ञः शठैर्हस्यते ॥१८३॥

દુર્જનો, ફક્ત સારૂંજ બોલનારો વિદ્વાન આવતો હોય છતાં પણ તેને આમંત્રણ કરતાં નથી. વચનથી, સામા ઉઠવાથી કે આસન આપવાથી સત્કાર કરતા નથી, કાંઈપણ પૂછતા નથી, બોલતા નથી દૃષ્ટિથી ઘણા આદર પૂર્વક જોતા નથી અને અદેખાઈ ભર્યા પોતાના હૃદયમાં દયાનો લેશ પણ રાખતા નથી. પણ ઉલટા તે વિદ્વાનને તેઓ ઉપહાસ્ય કરે છે. ૧૮૩

मुखं पद्मदलाकारं वाचा चंदनशीतला ।
हृदयं क्रोधसंयुक्तं त्रिविधं धूर्तलक्षणम् ॥ १८४ ॥

કમળના પત્ર જેવું મુખ, ચંદનના જેવી શીતળ વાણી અને ક્રોધી હૃદય એ ત્રણ ધુતારા પુરૂષના લક્ષણ છે. ૧૮૪

## દુર્જનની દુર્જનતા દૂર કરવાનો ઉપાય નથી.

पोतो दुस्तरवारिराशितरणे दीपोन्धकारागमे ।
निर्वाते व्यजनं मदांधकरिणां दर्पोपशांत्यैसृणिः ॥
इत्थं तद्भुवि नास्ति यस्य विधिना नोपायचिंताकृता ।
मन्ये दुर्जनचित्तवृत्तिहरणे धाताऽपि भग्नोद्यमः ॥१८५॥

વિધાતાએ આ દુસ્તર સાગરને તરવામાં નાવ બનાવી, અંધારૂં દૂર કરવાને દીવાનો ઉપાય કર્યો, પવન વિનાના સ્થાનમાં પવનને માટે પંખો કર્યો, અને મદોન્મત્ત હાથીનો ગર્વ નાશ કરવાને માટે અંકુશનો ઉપાય કર્યો એ પ્રમાણે આ દુનિયામાં એવી એક પણ વસ્તુ ઉપાય વગરની નથી પરંતુ હું ધારૂં છું કે દુર્જનની ચિત્ત વૃત્તિનું હરણ કરવામાં તેનો ઉપાય ચાલ્યો નહિ અર્થાત્ તેણે દુર્જનતા દૂર કરવાનો ઉપાય કર્યો નહિ. ૧૮૫

## આ ચાર વસ્તુ નાશને માટે છે.

हेला स्यात्कार्यनाशाय बुद्धिनाशाय निर्धनम् ।
याचना माननाशाय कुलनाशाय भोजनम् ॥१८६॥

ઘણી ક્રીડા કરવી (મશ્કરી કરવી) એથી કાર્યનો નાશ થાય છે, નિર્ધનતાથી બુદ્ધિ નાશ પામે છે, યાચના (ભીખ) કરવાથી અપમાન થાય છે. અને ઘણું ભોજન કરવાથી કુળનો નાશ થાય છે. ૧૮૬

## મૂર્ખ માણુસોની નકામી ઇચ્છા.

शीतेऽतीते वसनमशनं वासरान्ते निशांते ।
क्रीडारंभं कुवलयदृशां यौवनांते विवाहम् ॥
सेतोर्बंधं पयसि चलिते वार्धके तीर्थयात्राम् ।
वित्तेऽतीते वितरणमतिं कर्तुमिच्छंति मूढाः ॥१८७॥

ટાઢ ગયા પછી વસ્ત્ર ઇચ્છે, દીવસને અંતે ભોજનની ઇચ્છા કરે, રાત્રીની સમાપ્તિમાં ક્રીડાનો આરંભ કરે મૃગનયની સ્ત્રીઓનું યૌવન ગયા પછી વિવાહની ઇચ્છા કરે, પાણી સુકાયા પછી પાળ બાંધે, ઘડપણમાં જાત્રાની ઇચ્છા કરે, અને દ્રવ્ય નાશ થયા પછી દાન કરવામાં પ્રીતિ રાખે તે મૂર્ખ ગણાય છે. ૧૮૭

## નાશ વસ્તુનું લક્ષણ.

केचिदज्ञानतो नष्टाः केचिन्नष्टाः प्रमादतः ।
केचिज्ज्ञानावलेपेन केचिन्नष्टैस्तुनाशिताः ॥१८८॥

કેટલાક અજ્ઞાનથી નાશ પામ્યા, કેટલાક પ્રમાદથી નાશ પામ્યા, કેટલાક જ્ઞાનના ગર્વથી નાશ પામ્યા અને કેટલાક નષ્ટ પદાર્થો વડે નાશ પામ્યા. ૧૮૮

## માણુસોની કસોટી આપત્તિમાંજ છે.

मित्रस्वजनबंधूनां बुद्धेर्धैर्यस्य चात्मनः ।
आपन्निकषपाषाणे नरो जानाति सारताम् ॥१८९॥

પથ્થર સાથે ઘસવાથી સોનાની પરીક્ષા થાય છે. તેમ મિત્ર, સ્વજન. બંધુ, બુદ્ધિ, ધૈર્ય અને પોતાની પરીક્ષા (કસોટી) પણ આપત્તિમાંજ થાય છે. ૧૮૯

## વ્યર્થ વસ્તુઓ.

वृथावृष्टिः समुद्रेषु वृथा तृप्तस्य भोजनम् ।
वृथा दानं समर्थस्य वृथादीपो दिवापिच ॥१९०॥

સમુદ્રમાં વરસાદ નકામો, ધરાયલાને ભોજન આપવું નકામું, પૈસાવાળાને દાન આપવું નકામું અને દિવસે દીવો નકામો છે. ૧૯૦

## આ ત્રણ બાબત મનમાંજ સમજવી.

अनभिध्या परस्वेषु सर्वसत्त्वेषु सौहृदम ।
कर्मणां फलमस्तीति मनसा त्रितयं त्यजेत् ॥१९१॥

પારકા ધનમાં નિરિચ્છા, દરેક પ્રાણીઓ સાથે મિત્રતા અને કર્મનું ફળ એ આપણને અવશ્ય છેજ એવું મનથી માનવું પરંતુ મોઢેથી બોલી બતાવવું નહિ. ૧૯૧

## મનુષ્યોનું તથા પશુઓનું આયુષ્ય વિચાર.

शतमायुर्मनुष्याणां गजानां परमं स्मृतम् ।
मनुष्यगजयोर्बाल्यं यावद्विंशतिवत्सरम् ॥१९२॥

(शु. नी. अ. ४)

માણુસોનું તથા હાથીઓનું આયુષ્ય સો વર્ષનું કહ્યું છે. અને તેમની બાલ્યાવસ્થા ૨૦ વર્ષ સુધી છે. ૧૯૨

नृणां हि मध्यमं यावत् षष्टिवर्षं वयः स्मृतम् ।
अशीतिवत्सरं यावद्गजस्य मध्यमं वयः ॥१९३॥
( शु. अ. ४ )

માણુસની મધ્ય અવસ્થા ૬૦ વર્ષ સુધી ને હાથીની ૮૦ વર્ષ સુધી કહી છે. ૧૯૩

चतुस्त्रिंशत्तु वर्षाणामश्वस्यायुः परं स्मृतम् ।
पंचविंशतिवर्षं हि परमायुर्वृषोष्ट्रयोः ॥१९४॥

ઘોડાનું આયુષ ચોત્રીશ વર્ષનું અને બળદનું તથા ઉંટનું ૨૫ વર્ષનું કહેલું છે. ૧૯૪

बाल्यमश्ववृषोष्ट्राणां पंचमं वत्सरं स्मृतम ।
मध्यं यावत्षोडशाब्दं वार्द्धक्यं तु ततः परम ॥१९५॥

ઘોડા, બળદ તથા ઉંટની ૫ વર્ષ સુધી બાલ્યાવસ્થા ૧૬ વર્ષ પર્યંત મધ્યાવસ્થા ને પછી વૃધ્ધાવસ્થા કહેલી છે.

## વિદ્યાર્થીઓ માટે આચાર પ્રકરણ.

दिवा मा स्वाप्सीराचार्याधीनो वेदमधीष्वेति ॥१९६॥
( आ. गृ. अ. १-२२. )

દિવસે ઉંઘીશ માં, વિદ્યા ગુરૂને આધીન રહી વિદ્યાભ્યાસ કર. ૧૯૬

वर्जयेन्मधुमांसे च गंधं माल्यं रसान्स्त्रियः ।
शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥१९७॥
( मा. ध. अ. २ )

મદિરા, માંસ, ગંધ, પુષ્પમાળા, નાના પ્રકારના રસ, સ્ત્રીઓ, સોડવેલાં માદક પદાર્થ પ્રાણિઓની હિંસા વિદ્યાર્થીએ ત્યાગ કરવાં. ૧૯૭

द्यूतं च जनवादंच परिवादं तथानृतम् ।
स्त्रीणां च प्रेक्षणालंभमुपघातं परस्य च ॥१९८॥
( मा. ध. अ. २ )

જુગાર, લોકો સાથે વિવાદ, નિંદા, જુઠું, ખોટાભાવથી સ્ત્રીઓ સામે જોવું તથા તેમનું આલીંગન અને પારકાની ખરાબી કરવી એટલાવાનાં વિદ્યાર્થીએ ત્યાગ કરવાં. ૧૯૮

नीचमेवासनं चास्य सर्वदा गुरुसन्निधौ ।
गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥१९९॥

વિદ્યાર્થીએ ગુરૂની પાસે હંમેશાં નીચે આસને બેસવું. અને ગુરૂના દેખતાં મર્યાદા મુકીને બેસવું નહિ. ૧૯૯

कामं क्रोधं तथा लोभं स्वादुशृंगारकौतुकम् ।
आलस्यमतिनिद्रांच विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥२००॥
( चा. नी. )

અનેક પ્રકારની ઇચ્છા, ક્રોધ, લોભ, સ્વાદ, શણગાર, નાચરંગ આળસ તથા અતિ નિદ્રા એ આઠનો વિદ્યાર્થીઓએ ત્યાગ કરવો. ૨૦૦

अहिंसयैव शिष्याणां कार्यं श्रेयोनुशासनम् ।
वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ २०१ ॥

(मा. ध. अ. १.)

ધર્મને ઇચ્છનાર વિદ્યા ગુરૂએ પોતાના શિષ્યોને માર્યાવિના સારી રીતે શીખામણ દઇ ભણાવવા અને વાણી પણ ધીમી તથા મધુરી બોલવી ૨૦૧

स्त्रियो रत्नान्यशो विद्या धर्मः शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ २०२ ॥

(मा. ध.)

સ્ત્રી, રત્નો, વિદ્યા, ધર્મ પવિત્રતા, સુંદર વચન, તથા અનેક પ્રકારની કળા સર્વ પાસેથી ગ્રહણ કરવાં. ૨૦૨

लाघवं कर्मसामर्थ्यं स्थैर्यं क्लेशसहिष्णुता ।
दोषक्षयोऽग्निवृद्धिश्च व्यायामादुपजायते ॥ २०३ ॥

(आ. च. सं. अ. ७)

કસરતથી શરીરમાં હલકાપણું, કામ કરવાનું સામર્થ્ય દૃઢતા, મહેનત સહન કરવાપણું, વાતાદિદોષનો ક્ષય અને જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે. ૨૦૩

## અતિ કસરતના ફળ.

श्रमः क्लमः क्षयस्तृष्णा रक्तपित्तं प्रतामकः।
अतिव्यायामतः कासो ज्वरश्छर्दिश्च जायते ॥ २०४ ॥
(च. सं.)

અતિ કસરત કરવાથી થાક, ગ્લાની, ક્ષયરોગ, તરસ, રક્તપિત્ત, પ્રતામક નામને શ્વાસ, ઉધરસ, તાવ તથા ઓકારી થાય છે. ૨૦૪

## નરનારીની પાકી વય.

पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे।
समत्वागतवीर्यौ तौ जानीयात् कुशलो भिषक् ॥२०५॥
(सु. सूत्र. अ. ३५)

જન્મથી ૨૫ મે વર્ષે પુરૂષ તથા સોળમે વર્ષે સ્ત્રી, બન્ને સમાન વીર્યને પ્રાપ્ત થાય છે એવું કુશળ વૈદ્યે જાણવું. ૨૦૫

नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम्।
श्रुतिर्हि सत्यं धर्मस्य तस्मात्सत्यं न लोपयेत् ॥ २०६ ॥
( म. भा. शां. अ. १६२ )

સત્યથી બીજો શ્રેષ્ઠ ધર્મ નથી અને અસત્યથી બીજું વધારે પાપ નથી; કારણકે સત્યજ ધર્મ સંભળાય છે માટે તેનો લોપ કરવો નહિ. ૨૦૬

## સત્પુરૂષનો ધર્મ.

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानंच सतां धर्मः सनातनः ॥ २०७ ॥

(शां. अ. १६२.)

મન વાણિ તથા કર્મે કરી પ્રાણિમાત્રનો દ્રોહ ન કરવો. દયા રાખવી તથા ઉપકાર કરવો એ સારા માણસોનો સનાતન ધર્મ છે. ૨૦૭

## જેવાં થાય તેવાં થવું.

कृते प्रतिकृतं कुर्यात् हिंसने प्रति हिंसनम ।
तत्र दोषो न पतति दुष्टे दुष्टवदाचरत् ॥ २०८ ॥

(चा. नी.)

જે જેવું કરે તેની સામે તેવુંજ કરવું ને મારે તેને મારવું. તેમાં દોષ નથી. કેમકે દુષ્ટ પ્રત્યે દુષ્ટતા કરવી એ ન્યાય છે. ૨૦૮

## ઇંદ્રિયોનું બળ.

नपीडयेदिंद्रियाणि न चैतान्यतिलालयेत् ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ २०९ ॥

(शुक. अ. ३)

ઇંદ્રિયો બળવાન હોવાથી તે મનને વિષયોમાં ખેંચી જાય છે માટે તેમને અતિ પીડવી નહિ તેમ અતિ બહેકાવવી નહિ. ૨૦૯

## પોતાના કુળનું કલ્યાણ શાથી.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैवच ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥११०॥
(मान. ध. शा. अ. ९)

જે કુળમાં સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે અર્થાત્ બન્નેમાં પરસ્પરે પ્રીતિ હોય છે તે કુળનું સદા કલ્યાણજ થાય છે. ૨૧૦

## સ્ત્રી સ્વાતંત્ર્ય વિષે.

बालया वा युवत्या वा वृद्धया वाऽपि योषिता ।
न स्वातंत्र्येण कर्त्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥२११॥
बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम् ॥२१२॥
(मान. ध. शा. अ. ५)

બાળક, જુવાન કે વૃદ્ધ સ્ત્રીએ પણ ઘરમાં સ્વામી વગેરે વડીલોને પુછયા વગર કાંઇપણ કાર્ય સ્વતંત્રપણે કરવું નહીં

બાળપણમાં માતાપિતાને, યુવાનીમાં પતિને અને પતિના મરણ પછી પુત્રને વશ રહેવું પણ સ્વતંત્રપણે કદી રહેવું નહીં. ૨૧૧

व्यायामदृढगात्राणां व्याधिर्नैवोपजायते ॥ २१२ ॥

મહેનતથી મજબુત થયેલાં શરીરવાળાને કદીપણ રોગ થતો નથી. ૨૧૨

सभोजनं संकथनं संप्रश्नोऽथ समागमः ।
ज्ञातिभिः सह कार्याणि न विरोधः कदाचन ॥२१३॥

ભોજન, સંભાષણ પ્રશ્ન અને સમાગમ એ ન્યાતવાળાઓની સાથેજ કરવાં પણ તેઓની સાથે વિરોધ કદી કરવો નહીં. ૨૧૩

मृदोः परिभवो नित्यं वैरं तिक्ष्णस्य नित्यशः ।
उत्सृज्य तद्द्वयं तस्मान्मध्यां वृत्तिं समाश्रयेत् ॥२१४।

મૃદુ માણસનો હંમેશાં પરાજય થાય છે. અને તિક્ષ્ણ માણસને હંમેશાં વેર થાય છે. માટે મૃદુપણું તથા તિક્ષ્ણપણું એ બન્નેનો ત્યાગ કરવો અને મધ્યમ વૃત્તિનોજ આશ્રય કરવો ૨૧૪

आत्मोदयः परग्लानिर्द्वयं नीतिरितीयती ।
तद्दूरीकृत्य कृतिभिर्वाचस्पत्यं प्रजायते ॥२१५॥

પોતાનો ઉદય અને શત્રુઓનો નાશ આ બે નીતિનો આશ્રય કરવાથીજ રાજાઓ તથા સમર્થ પુરૂષો વાચસ્પત્યને પામે છે. અર્થાત્ ભાષણમાં ચતુર થાય છે. ૨૧૫

विपद्विग्घस्य भक्तस्य दंतस्य चलितस्य च ।
अमात्यस्य च दुष्टस्य मूलादुद्धरणं सुखम् ॥२१६॥

હાલતો દાંત, ઝેર રાખનારો સેવક અને દુષ્ટ પ્રધાન (કારભારી) એટલાને જડ મૂળથી ઉખેડી નાંખીયે તોજ સુખ થાય છે. ૨૧૬

## ગુપ્ત મંત્રબીજનું રક્ષણ ન કરવાથી હાની

मन्त्रबीजमिदं गुप्तं रक्षणीयं यथा तथा ।
मनागपि न भिद्येत तद्भिन्नं न प्ररोहति ॥२१७॥

મંત્ર રૂપ બીજને સારી રીતે રક્ષણ કરવું જરાપણ માંહે ભેદ થવા દેવો નહિ. કારણકે જો મંત્ર ભેદાયો બીજે કાને થયો કે તરતજ તે ફેલાવો પામે છે. ૨૧૭

मंत्रभेदेऽपि ये दोषा भवंति पृथिविपते: ।
न शक्यास्ते समाधातुमिति नीतिविदामपि ॥२१८॥

મંત્ર (છાનીવાત) ભેદ થવાથી રાજાને દોષ લાગે છે. અર્થાત્ દુઃખ પડે છે. અને તે દરેકનેજ તે પ્રમાણે થાય

છે તેનું સમાધાન કરવને કોઈપણ સમર્થ નથી એમ નીતિ જાણનારાઓનું માનવું છે. ૨૧૮

षट्कर्णो भिद्यते मंत्रस्तथा प्राप्तश्च वार्तया ।
इत्यात्मना द्वितीयेन मंत्रः कार्यो महीभृता ।।२१९।।

મંત્ર-ગુપ્તવિચાર છ કાને જવાથી તેમાં ભેદ પડે છે. તેમજ તેની વાત કરવાથી પણ ભેદ થાય છે માટે રાજાએ અથવા વિદ્વાને એકાંતમાં એકલાએજ વિચાર કરવો. ૨૧૯

## તજવા યોગ્ય સ્વામી.

यत्सकाशान्नलाभः स्यात्केवलाः स्युर्विपत्तयः ।
स स्वामी दूरतस्त्याज्यो विशेषादनुजीविभिः ।।२२०।।

જેનાથી કાંઈ લાભ ન થાય અને કેવળ વિપત્તિજ થતી હોય તેવાં સ્વામીનો સેવકોએ દૂરથીજ ત્યાગ કરવો.

काचे मणिर्मणौ काचो येषां बुद्धिः प्रवर्तते ।
न तेषां संनिधौ भृत्यो नाममात्रोऽपि तिष्ठति ।।२२१।।

કાચમાં મણિની અને મણિમાં કાચની જેને બુધ્ધિ થતી હોય તેની પાસે નામ માત્ર પણ સેવક રહેતો નથી.

## કોણ કોનો ઉપરી છે તેનું વર્ણન.

देशानामुपरि क्ष्मापा आतुराणां चिकित्सकाः ।
वणिजो ग्राहकाणां च मुर्खाणामपि पंडिताः ॥
प्रमादीनां तथा चौरा भिक्षुका गृहमेधिनाम् ।
गणिका कामुकानां च सर्वलोकस्य शिल्पिनः ॥२२२॥

રાજાઓ દેશના ઉપરી છે. આતુર (દુઃખી)ના ઉપરી વૈદ્યો છે, વેપારી ઘરાકોના ઉપરી છે. પંડિત મૂર્ખાઓના ઉપરી છે. વેશ્યાઓ કામી પુરૂષોની ઉપરી છે અને શિલ્પીઓ સઘળા લોકોના ઉપરી છે. ૨૨૨

असमैः समीयमानः समैश्च परिहीयमाणसत्कारः ।
धुरि यो न युज्यमानास्त्रिभिरर्थपतिं त्यजति भृत्यः ॥२२३॥

અયોગ્ય માણસોની સાથે વિચાર કરનારો, તેના કહેવા પ્રમાણે કરનારો, અને યોગ્ય પુરૂષનો સત્કાર ન કરનારો, તેમજ અગ્રભાગમાં નહિ યુકત થનારા એવા અર્થપતિને (રાજા અથવા શેઠને) ચાકર ત્યાગ કરે છે. ૨૨૩

## અધિકારી પુરૂષ શબના જેવો છે.

अनुयातानेकजनः परपुरुषरुह्यतेऽस्य निजदेहः ।
अधिकारस्थः पुरुषः शव इव न शृणोति वीक्षते कुमतिः ॥ २२४

જેની સાથે અનેક માણસો ચાલે છે જેનો પોતાનો દેહ પર પુરૂષો ઉપાડે છે. એવો અધિકારમાં રહેલો પુરૂષ શબ જેવો છે કે જે દુષ્ટમતિ કાંઇ જોતો કે સાંભળતો નથી. અર્થાત્ (આ શ્લોકમાં અધિકારી અને શબનું સાદૃશ્ય બતાવ્યું છે ને અધિકારી માણસ કોઇની સારી અક્કલ સાંભળે નહિ અને તે પ્રમાણે ચાલે નહિ તે શબ જેવો છે. અધિકારીની સાથે જેમ અનેક માણસો ચાલે છે તેમ શબની સાથે પણ ચાલે છે. અધિકારીનું શરીર ઘોડા ગાડી તથા પાલખીવાળા ઉપાડે છે તેમ શબનું શરીર માણસો ઉંચકે છે, શબ જુએ કે સાંભળે નહિ તેમ અધિકારી પણ જોતો કે સાંભળતો નથી.) ૨૨૪

## લક્ષ્મીનું ખરેખરૂં ઠેકાણું.

यः काकिनीमप्यपथप्रपन्नां समुद्धरेन्निष्कसहस्रतुल्याम् ।
कालेषु कोटिष्वपि मुक्तहस्तस्तं राजसिंहं न जहाति लक्ष्मीः ॥ २५

નબળે માર્ગે જતી કોડીને પણ હજાર રૂપિયાની સમાન ગણી જે બચાવે છે. અને સમય પ્રમાણે જે કરોડો રૂપિઆ ખર્ચે છે તેવા રાજસિંહને (ગૃહસ્થને) લક્ષ્મી છોડતી નથી. અર્થાત્ તેજ લક્ષ્મીનું ઠેકાણું છે. ૨૨૫

## આટલી બાબતમાં ધનનો ખર્ચ ગણાય નહીં.

क्रतौ विवाहे व्यसने रिपुक्षये यशस्करे कर्मणि मित्रसंग्रहे ।
प्रियासु नारीष्वधनेषु बंधुषु धनव्ययस्तेषु न गण्यते बुधैः ॥२२६

યજ્ઞમાં, વિવાહમાં, વ્યસનમાં, શત્રુનો નાશ કરવામાં કીર્તિ મેળવવાના કાર્યમાં, મિત્રોનો સંગ્રહ કરવામાં, વહાલી સ્ત્રીઓમાં અને ગરીબડા પોતાના બંધુ વર્ગમાં જે પૈસાનો ખર્ચ થાય છે તેને વિદ્વાનો ગણતા નથી. ૨૨૬

## હંમેશાં પોતાનું આચરણ તપાસવું.

प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिस्तुल्यं किं नु सत्पुरुषैरिति ॥२२७॥

દરેક જણાએ હમેશાં પોતાના આચરણની પરીક્ષા કરવી કે મારૂં આચરણ પશુઓનાં જેવું છે. જો પશુઓનાં જેવું નબળું હોય તો તે તજવું અને સત્પુરૂષના જેવું ઉત્તમ હોય તો તે રાખવું. ૨૨૭

## પથ્થર છતાં પણ દેવ માનવા વિષે.

न द्विषन्ति न याचन्ते परनिंदां न कुर्वते ।
अनाहूता न चायान्ति तेनाश्मानोऽपिदेवताः ॥२२८॥

જે લોકો કોઇનો દ્વેષ કરતા નથી. યાચના કરતા નથી. પારકી નિંદા કરતાં નથી. વગર બોલાવે આવતા નથી તેઓ પથ્થર હોય તોપણ દેવજ માનવા. ૨૨૮

## ઘડપણમાં ભણવું તે વિષે.

गतेऽपि वयसि ग्राह्या विद्या सर्वात्मना बुधैः ।
यद्यपि स्यान्न फलदा सुलभा सान्यजन्मनि ।२२९॥

ઘરડા થયાં હોઇએ તોપણ સર્વ પ્રયત્નથી ડાયા પુરૂષોએ ભણવું જોઇએ આ જન્મમાં તેનું ફળ ન મળે તો બીજા જન્મમાં તે સુલભ થશે. ૨૨૯

## આટલી વસ્તુ ત્યાગ કરવી.

अवृत्तिकं त्यजेद्देशं वृत्तिं सोपद्रवां त्यजेत् ।
त्यजेन्मित्रं मायाविनं धनं प्राणहरं त्यजेत् ॥२३०॥

પેદાશ વિનાનો દેશ છોડવો. ઉપદ્રવ થાય તેવી વૃત્તિ છોડવી, કપટી મિત્રને તજવો અને જીવ લેણ ધનનો ત્યાગ કરવો. ૨૩૦

सौहृदेन परित्यक्तं निःस्नेहं खलवत्त्यजेत् ।
सोदरं भ्रातरमपि किमुतान्यं पृथग्जनम् ॥२३१॥

સ્નેહ વગરના પોતાના સગા ભાઈને પણ દુષ્ટ માણસની પેઠે ત્યાગ કરવો તો બીજા નઠારાને તજીએ તેમાં નવાઈ શી ?

यन्निमित्तं भवेच्छोको दुःखं वा त्रास एव च ।
आयासो वा यतः शूलस्तदेकांगमपि त्यजेत् ॥२३२॥

જેને માટે શોક, દુઃખ કે ત્રાસ થતો હોય જેને માટે મહેનત પડે. અને શૂળ પેદા થય એવા એકાદ અંગના માણસને પણ અવશ્ય ત્યાગ કરવો. ૨૩૨

## ત્રણ કાયિક પાપો.

प्राणातिपातः स्तैन्यं च परदाराभिमर्शनम् ।
त्रीणि पापानि कायेन नित्यशः परिवर्जयेत् ॥२३३॥

આત્મહત્યા, ચોરી અને પરસ્રી ગમન એટલા ત્રણ કાયિક પાપ છે માટે તે હંમેશાં તજવાં. ૨૩૩

## ચાર પુરૂષાર્થનું વર્ણન.

उपकारः परो धर्मः परार्थः कर्म नैपुणम् ।
पात्रे दानं परः कामः परो मोक्षो वितृष्णता ॥२३४॥

દરેકને ઉપકાર કરવો તે ધર્મ, સારા કર્મ કરવાં એ અર્થ, સુપાત્રને દાન આપવું તે કામ, સંતોષ વૃત્તિ રાખવી તે મોક્ષ છે. ૨૩૪

## પરસ્રીની પ્રીતિ આયુષ્ય નાશ કરનારી છે.

परदारा न गंतव्याः सर्ववर्णेषु कर्हिचित् ।
नहीदृशमनायुष्यं त्रिषु लोकेषु विद्यते ॥२३५॥

કોઈપણ વર્ણની પરસ્રી સાથે ગમન કરવું નહિ કારણકે ત્રણલોકમાં આવરદા ઘટાડનારી એના જેવી બીજી એક પણ વસ્તુ નથી ૨૩૫

## દુઃખી માણસોનું વર્ણન.

द्वाविमौ पुरुषौ लोके सुखिनौ न कदाचन ।
यश्चाधनः कामयते यश्चकुप्यत्यनीश्वरः ॥ २३६ ॥
( शु० )

જે દરિદ્રીની પાસે ભીખ માગે છે અને જેના ઉપર ઇશ્વર કોપાયમાન છે એવા બે પુરૂષોને આ સંસારમાં દુઃખ છે. ૨૩૬

## માથું દુઃખવનાર બે માણસો.

द्वाविमौ पुरुषौ लोके शिरः शूलकरावुभौ ।
गृहस्थश्च निरारंभो यतिश्च सपरिग्रहः ॥२३७॥

ગૃહસ્થ છતાં જે કાંઈપણ કામ ન કરનારો અને સન્યાસી છતાં પરિવારવાળો એ બે પુરૂષો આ લોકમાં ફક્ત માથાને શૂળ ઉપજાવનારા છે. ૨૩૭

निःसारस्य पदार्थस्य प्रायेणांडबरो महान् ।
न सुवर्णे ध्वनिस्तादृग्यादृक्कांस्ये प्रजायते ॥२३८॥

ઘણું કરીને સત્વ વિનાની વસ્તુઓનો આડંબર વધારે હોય છે. કારણકે સુવર્ણમાં જેમ ધ્વની હોતો નથી તેવો કાંસામાં હોય છે. ૨૩૮

## નીચે લખેલી વસ્તુઓ પુણ્યાત્માનેજ મળે છે.

भोज्यं भोजनशक्तिश्च रतिशक्तिर्वरस्त्रियः ।
विभवो दानशक्तिश्च नाल्पस्य तपसः फलम् ॥२३९॥

ભોજન કરવા જેવી વસ્તુઓ હોય અને ભોજન કરવાની શક્તિ હોય, રતિ કામ ભોગમાં શક્તિ હોય અને સુંદર સ્ત્રી હોય, તેમજ દાન કરવાની શકિત છતાં વૈભવ હોય તે કંઇ થોડા તપનું ફળ નથી; અર્થાત્. ઘણું પુણ્ય તપ કર્યું હોય તોજ આ વસ્તુઓ મળે છે. ૨૩૯

## વચનમાં દરિદ્રતા ન રાખવી.

हस्तादपि न दातव्यं गृहादपि न दीयते ।
परोपकरणार्थाय वचने किं दरिद्रता ॥२४०॥

આપણા હાથમાંની વસ્તુ ન આપવી અને ઘર માંહેની વસ્તુ પણ આપવી નહિ. પરંતુ પરોપકારને માટે બોલવામાં દરિદ્રતા શા માટે રાખવી. ૨૪૦

## નાશ વસ્તુઓનું વર્ણન.

दुर्मंत्री राज्यनाशाय ग्रामनाशाय कुंजरः ।
श्यालको गृहनाशाय सर्वनाशाय मातुलः ॥२४१॥

દુષ્ટ પ્રધાનથી રાજ નાશ પામે છે, મદોન્મત્ત હાથીથી ગામ નાશ પામે છે, મૂર્ખ શાળાથી ઘર નાશ પામે છે. અને મૂર્ખ મામાથી સર્વનો નાશ થાય છે. ૨૪૧

## સમયાનુસાર બોલવું.

अप्राप्तकाल वचनं बृहस्पतिरपि ब्रुवन् ।
प्राप्नुयाद्बुध्यवज्ञानमपमानं च शाश्वतम् ॥२४२।

સમય વગરનું વચન સાક્ષાત્ બૃહસ્પતિ (દેવગુરૂ) જો બોલે તોપણ તેનામાં ઓછી બુદ્ધિ છે એમ જણાય છે, એટલુંજ નહિ પણ તેનું અપમાન પણ થાય છે. ૨૪૨

## નિર્ધનતાના લક્ષણો.

अतिव्ययोऽनवेक्षा च तथार्जनमधर्मतः ।
मोक्षणं दूरसंस्थानं कोषव्यसनमुच्यते ॥२४३॥

અતિશય ખર્ચ, દ્રવ્યની બેદરકારી, અધર્મથી દ્રવ્ય પ્રાપ્તિ, દ્રવ્યને છુટું મુકવું અને દૂર રહેવું એટલાને કોશ વ્યસન કહે છે. અર્થાત્ ઉપર પ્રમાણે આચરણ કરવાથી દ્રવ્યનો નાશ થાય છે. ૨૪૩

क्षिप्रमायमनालोच्य व्ययानश्च स्ववांछया ।
परिक्षीयत एवासौ धनी वैश्रवणोपमः ॥२४४॥

પોતાની આવકની તપાસ રાખ્યા વિના પોતાની મરજી મુજબ જે ખર્ચ કર્યો જાય છે તે કુબેરના જેવો ધનવાળો હોય છતાં પણ તે એકદમ નિર્ધન થઈ જાય છે. ૨૪૪

## હલકા (તુચ્છ) માણસના લક્ષણો.

बालसखित्वमकारणहास्यं स्त्रीषु विवादमसज्जनसेवा ।
गर्दभयानमसंस्कृतवाणी षट्सुनरो लघुतामुपयाति ॥२४५॥

બાળકોની સાથે મિત્રતા, કારણ વગર હસવું, સ્ત્રીઓની સાથે વાદવિવાદ, અસજ્જનની સેવા કરે, ગધેડા પર બેસીને ફરે અને વારંવાર મોંમાંથી નકામી ભુંડી વાણી બોલ્યાં કરે એ છ પ્રકારે માણસ હલકાઇને પામે છે. ૨૪૫

## ગુરૂ વર્ણન.

गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः ।
पतिरेको गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः ॥२४६॥

અગ્નિ એ બ્રહ્મણોનો ગુરૂ છે, સર્વ વર્ણના ગુરૂ બ્રાહ્મણો છે. સ્ત્રીને પોતાનો સ્વામી ગુરૂ છે, અને દરેક માણસોને પોતાને બારણે આવેલો અભ્યાગત ગુરૂ સમજવો.

## વાણી વખતસરજ સારી લાગે છે.

कटुकं वा मधुरं वा प्रस्तुतवाक्यं मनोहारि ।
वामे गर्दभनादश्चित्तप्रीत्यै प्रयाणेषु ॥२४७॥

કડવું કે મીઠું વાકય સમયસર જે પ્રમાણે જોઇએ તે પ્રમાણે બોલાય તોજ તે સારૂં લાગે છે. જેમકે પરદેશ જવા નીકળેલા માણસને તે વખતે પોતાની ડાબી બાજુએ ગધેડાનો શબ્દ પણ શુભ શુકન કહેવાય છે. અને તે સાંભળીને મન આનંદ પામે છે. ખરી રીતે જોતાં તે શબ્દ સારો નથી લાગતો પરંતુ પ્રયાણ સમયે તે સારો છે. ૨૪૭

## નસીબ પ્રમાણે દુઃખીનું વર્ણન.

शक्तिरहितोऽपि कुप्यति सेवासक्तोऽपि मानमुद्वहति ।
अधनोऽपि हि कामयते जानाति विधिर्विडंबयितुम् ॥२४८॥

જે માણુસ શકિત રહિત હોય છતાં કોપ કરે, સેવા ચાકરી કરવા યોગ્ય હોય છતાં માનમાં રહે અને નિર્ધન છતાં નાના પ્રકારના ભોગ ભોગવવાની ઇચ્છા કરે તે પોતાને નસીબે દુઃખ ઉઠાવી લે છે એમ માનવું. ૨૪૮

## વિધિ લેખ પ્રમાણેજ બુદ્ધિ ચાલે છે.

अलिरनुसरतिपरिमलं लक्ष्मीरनुसरति नयगुणसमृद्धिम् ।
निम्नमनुसरति सलिलं विधिलिखितं बुद्धिरनुसरति ॥२४९॥

જ્યાં સુગંધી છે ત્યાંજ ભ્રમર જાય છે. નીતિ અને સારા ગુણની સમૃદ્ધિ છે ત્યાંજ લક્ષ્મી જાય છે. નીચી જમીન તરફજ પાણી વળે છે અને વિધાતાના લેખ પ્રમાણેજ બુદ્ધિ ચાલે છે.

## વાણી સમય પ્રમાણે સારી લાગે છે.

अनवसरे च यदुक्तं सुभाषितं तच्चभवति हास्याय।
रहसि प्रौढवधूनां रतिसमये वेदपाठ इव ॥१५०॥

અવસર વગરનું ઘણું સારૂં ભાષણ હસવા જેવું થાય છે એકાંતમાં પ્રૌઢા સ્ત્રી સાથે ક્રીડાના સમયમાં જો વેદ પાઠ કરે તો તે વેદ પાઠ તે વખતે હાસ્યજનકજ થાય છે, ૨૫૦

अवसरपठिता वाणी गुणगणरहिताऽपिशोभते पुंसाम्।
रतिसमये युवतीनां भाषाहानिर्विभूषणं भवति ॥१५१॥

ખરા સમય પર બોલાયલી વાણી ગુણ વિનાની હોય તો પણ ઘણી સારી શોભે છે. રતિ સમયે યુવાન સ્ત્રીઓ બોલતી નથી છતાંપણ તે એક તેનું આભૂષણ છે. ૨૫૧

## આ ત્રણ ચીજ ન કરવી સારી છે

अव्याकरणमधीतं भिन्नद्रोण्या तरंगिणीतरणम्।
भेषजमपथ्यसहितं त्रयमिदमकृतं वरं न कृतम् ॥१५२॥

વ્યાકરણ વિનાનું ભણતર, ભાંગેલી હોડીથી નદીમાં તરવું, અને પથ્ય (કરી) પાળ્યા વિના ઔષધનું સેવન કરવું. એ ત્રણ ન કરવું સારૂં પણ કરવું તે ખોટું, કારણ કે એનું પરિણામ કદી પણ સારૂં આવતું નથી. ૨૫૨

## વારંવાર શરીર મળતું નથી.

पुनर्वित्तं पुनर्मित्त पुनर्भाया पुनर्मही ।
एतत्सर्वं पुनर्लभ्यं न शरीर पुनः पुनः ॥२५३॥ (चा०)

ધન, મિત્ર, ભાર્યા તથા પૃથ્વી એ સર્વ ફરી ફરીને મળે છે પણ શરીર વારંવાર મળતું નથી. ૨૫૩

## ધન મેળવવા વિષે.

समृतौ व्यवहाराय सारभूतं धनं स्मृतम् ।
अतो यतेत तत्प्राप्त्यै नरः सूपायसाहसैः ॥२५४॥
(शु० नी० ३)

આ સંસારમાં વ્યવહારને માટે ઉપયોગ કરવામાં ધનને સારભૂત માનેલું છે. માટે તે મેળવવા માણસોએ સારા ઉપાયથી સાહસ કરી યત્ન કરવો. ૨૫૪

## નિર્ધન નામધારી પુરૂષ છે.

दंष्ट्राविरहितः सर्पो मदहीनो यथा गजः ।
तथार्थेन विहीनोऽत्र पुरुषो नामधारकः ॥२५५॥

(वि० शर्मा.)

આ લોકમાં જેવો દાંત વિનાનો સર્પ તથા મદ વિનાનો હાથી તેવોજ ધન વિનાનો પુરૂષ માત્ર નામ ધારક છે. ૨૫૫

अर्थेन च विहीनस्य पुरुषस्याल्पमेधसः ।
उच्छिद्यंते क्रियाः सर्वा ग्रीष्मे कुसरितो यथा ॥२५६॥

ધન વગરના અલ્પબુધ્ધિવાળા પુરૂષની તમામ ક્રિયા ઉનાળાની રૂતુમાં જેમ નાની નદીઓ નાશ પામે છે તેમ નાશ પામે છે. ૨૫૬

## સત્સંગથી થતા લાભ વિષે.

जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किन्न करोति पुंसाम् ॥२५७॥

(भर्तृ०)

સત્પુરૂષોની સંગતિ બુદ્ધિની જડતાને નાશ કરે છે, વાણીમાં સત્યતાનું સિંચન કરે છે, માન વધારે છે, પાપને ટાળે છે, ચિત્તને પ્રસન્ન કરે છે અને દિશામાં કીર્તિનો ફેલાવો કરે છે. કહો ! પુરૂષોને સત્સંગતિ શું શું નથી કરતી. ૨૫૭

## સેવાધર્મની ગહનતા.

मौनान्मूकः प्रवचनपटुर्वातलो जल्पको वा ।
क्षांत्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः ॥
धृष्टः पार्श्वे वसति नियतं दूरतश्चाप्रगल्भः ।
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥२५८॥

(वि० शर्मा.)

ચાકર જો મૌન રહે તો મુગો તેને કહે છે. બોલવામાં ચતુર હોય તો તેને ઘેલો (વાતુડીયો) અથવા બહુ બકવાદ કરે છે એમ કહે છે, સહનશીલ હોય તો તેને બીકણ કહે છે, જો કાંઇ પણ વાત સહન ન કરે તો તેને હલકો કહે છે; તે જો નિયમસર પોતાની પાસેજ રહે તો તેને નિર્લજ્જ કહે છે, અને જો તે આપણાથી દૂર રહે તો તેને શરમાળ કહે છે. માટે એ સેવાધર્મ યોગિઓને પણ અગમ્ય તેમજ પરમ ગહન છે. ૨૫૮

## મનની વાત શાથી માલુમ પડે છે.

आकारैरिंगितैर्गत्या चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकारेण लक्ष्यतेंतर्गतं मनः ॥२५९॥
(वि० श०)

આકાર, સંજ્ઞા, ગતિ, ચેષ્ટા, ભાષણ અને નેત્ર તથા મુખના વિકારે કરી અંદર રહેલા મનમાંના દરેક અભિપ્રાયો બહાર જણાઈ આવે છે. ૨૫૯

## સગાઓની સાથે વિરોધ ન કરવા વિષે.

मातृपितृगुरुस्वामिभ्रातृपुत्रसखिष्वपि ।
न विरुध्येन्नापकुर्यान्मनसापि क्षणं क्वचित् ॥२६०॥
(शु० नी०)

માતા, પિતા, ગુરૂ, સ્વામિ, ભાઈ પુત્ર તથા મિત્રો પ્રત્યે કોઈ કાળે મનથી પણ ક્ષણમાત્ર વિરોધ તથા અપકાર ન કરવો. ૨૬૦

## જ્ઞાતિ સાથે વિરોધ ન કરવા વિષે.

संभोजनं संकथनं संप्रीतिश्च परस्परम् ।
ज्ञातिभिः सह कार्याणि न विरोधः कदाचन ॥२६१॥

પોતાની ન્યાત સાથે પરસ્પર સારી રીતે ભોજન સારી રીતે બોલવું, ચાલવું તથા પ્રીતિ રાખવી પણ કોઇ કાળે વિરોધ કરવો નહિ. ૨૬૧

## ઉજાગરો કરનારાનું લક્ષણ.

अभियुक्तं बलवताइ र्बलं हीनसाधनम् ।
ह्रतस्वं कामिनं चौरमाविशंति प्रजागराः ॥२३२॥
(उ० पर्व.)

બળવાન સાથે વેર કરનારને, સાધન વિનાના દુર્બળને, જેનો પૈસો હરણ થઇ ગયો હોય અર્થાત્ મળેલો પૈસો ચાલ્યો ગયો હોય તેવાને (સટો કરનારને) કામીને તથા ચોરને ઉજાગરા થાય છે. ૨૬૨

## એકલા ભોજન ન કરવા વિષે.

मातरं पितरं पुत्रं दारानतिथिसोदरान् ।
हित्वा गृही न भुंजीयात् एकाकी तु कदाचन ॥२३३॥
(अनु० पर्व.)

ગૃહસ્થએ કોઇપણ વખત માતા, પિતા, પુત્ર, સ્ત્રી પરોણા તથા ભાઇઓને મૂકી એકલાં જમવું નહિ. ૨૬૩

## મહાજનોના લક્ષણો.

न स्वे सुखे वै कुरुते प्रहर्षं नान्यस्य दुःखे भवति प्रहृष्टः ।
दत्वा न पश्चात् कुरुते हि तापं स कथ्यते सत्पुरुषार्यशीलः ॥२६४॥
(विदु० नी०)

જે માણસ પોતાના સુખ સમયમાં બહેકી જતો નથી, બીજાને દુઃખ થતાં રાજી થતો નથી અને કંઇ પણ વસ્તુ આપ્યા પછી સંતાપ કરતો નથી, તે સારા સ્વભાવવાળો સત્પુરૂષ કહેવાય છે. ૨૬૪

## પરોપકારીનો સ્વભાવ.

भवंति नम्रास्तरवः फलोद्गमैर्नवांबुभिर्भूरि विलंबिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः स्वभाव एवैष परोपकारिणाम् २६५
(सभातरंग)

વૃક્ષોને જ્યારે ફળ આવે છે ત્યારે તે નમ્ર થાય છે. નવાં જળવડે મેઘ ઘણો નીચો નમેલો માલમ પડે છે તેમ સત્પુરૂષો પોતાને સમૃધ્ધિ મળતાં ઘણા નરમાશવાળા થાય છે કારણકે પરોપકાર કરનારાનો એ સ્વભાવજ છે. ૨૬૫

## કુલીનોનો સ્વભાવ.

घने कुरंगास्तृणधान्यभुक्ता बुभुक्षिता भ्रांति कदा न जीवान् ।
एवं कुलीना व्यसनाभिभूता न नीतिमार्गं परिलंघयंति ॥२६६॥

જેમ વનમાં ઘાસ તથા ધાન્ય ખાનાર મૃગો ભુખ્યા થાય તોપણ જીવની હિંસા કદીપણ કરતા નથી તેમ કુલીન મનુષ્ય દુઃખથી પીડાય તોપણ નીતિનો માર્ગ છોડતા નથી.

## સત્પુરૂષનો સ્વભાવ.

दाता न दापयति दापयिता नदत्ते ।
यो दानदापनपरो मधुरं न वक्ति ॥
दानं च दापनमथो मधुरा च वाणी ।
त्रीण्यप्यमूनि खलु सत्पुरुषे वसंति ॥२६७॥

દાતા બીજેથી દેવરાવતો નથી ને દેવરાવનાર પોતે આપતો નથી. અને જે દેનાર તથા દેવરાવનાર છે તે મધુર બોલતો નથી માટે દેવું, દેવરાવવું તથા મધુરવાણી બોલવી એ ત્રણ ગુણ કોઇ સત્પુરૂષમાંજ હોય છે. ૨૬૭

## માનાદિથી અન્યથા બોલનાર પાપી છે.

मानाद्वा यदि वा लोभात् क्रोधाद्वा यदि वा भयात् ।
योऽन्यायादन्यथा ब्रूते सनरः पापमाप्नुयात् ॥२६८॥
(वि० श०)

જે માણસ માનથી, લોભથી, ક્રોધથી અથવા તો ભયથી ન્યાય છોડી અન્યથા બોલે છે. તે માણસ પાપી કહેવાય છે. ૨૬૮

## ગૃહસ્થાશ્રમની પ્રશંસા.

सानंदं सदनं सुताश्चसुधियः कांता न दुर्भाषिणी ।
स्वेच्छापूर्णधनं स्वयोषितिरतिः स्वाज्ञापराः सेवकाः ॥
आतिथ्यं शिवपूजनंप्रतिदिनं मिष्टान्नपानं गृहे ।
साधोः संगमरोगिता च सततं धन्यो गृहस्थाश्रमः ॥२१९॥

(ચા૦ ની૦)

આનંદ આપનાર ઘર હોય, સારી બુદ્ધિવાળો પુત્ર હોય, મધુર ભાષણ બોલનારી સ્ત્રી હોય, ઇચ્છા પૂર્ણ થઈ શકે તેટલું ધન હોય, માત્ર પોતાની સ્ત્રીમાંજ પ્રીતિ હોય, પોતાની આજ્ઞા પાળનારા સેવકો હોય, દરરોજ શિવજીનું પૂજન થતું હોય, પોતાના ઘરમાં મનગમતાં ભોજન મળતાં હોય, સજ્જનની સંગતી હોય, અને શરીર નિરોગી હોય. તેવા ગૃહસ્થાશ્રમને ધન્ય માનવો.

## ધિક્કારવા લાયક ગૃહસ્થાશ્રમ.

क्रोधांधाः शिशवः सवारि सदनं पंकावृतं चांगणम् ।
शय्या दंशवती च रूक्षमशनं धूमेन पूर्णं गृहम् ।
भार्या निष्ठुरभाषिणी प्रकुरुते क्रोधांधदृष्टिं सदा
स्नानं शीतलवारिणा प्रतिदिनं धिग्धिग्गृहस्थाश्रमः ॥

(चा॰ नी॰ )

ક્રોધથી અંધ થયેલા બાળકો હોય, ભીનું તથા ધુમાડા વાળું ઘર હોય, આંગણામાં ઘણો કાદવ હોય, માંકડવાળી પથારીમાં સુવાનું હોય, લુખું ભોજન હોય, હંમેશાં કઠોર ભાષણ બોલનારી પોતાની સ્ત્રી હોય, તેમજ ક્રોધથી અંધ દૃષ્ટિથી તે સ્ત્રી જોતી હોય. દરરોજ ટાઢા પાણીથી સ્નાન કરવાનું હોય, તેવા ગૃહસ્થાશ્રમને ધિક્કાર છે. ૨૭૦

## છ પ્રકારના સુખ.

अर्थागमो नित्यमरोगिता च प्रिया च भार्या प्रियवादिनी च ।
वश्यश्च पुत्रोर्थकरी च विद्या षड्जीवलोके हि सुखानि राजन्
(वि० नी०) ॥२७१॥

હે રાજન્ ! હંમેશાં ધનની આવક હોય, આરોગ્યતા હોય, પ્રીતિપાત્ર મધુર બોલનારી સ્ત્રી હોય, પુત્ર પોતાની આજ્ઞાનું પાલન કરતો હોય, પુરૂષાર્થ સંપાદન કરાવનારી વિદ્યા હોય એવા છ સુખ આ જીવલોકમાં કહ્યા છે. ૨૭૧

## અગ્નિ વિના શરીરને બાળનાર છ વસ્તુ.

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।
पुत्रश्चमुर्खो विधवा च कन्या विनाग्निना षड् प्रदहंति कायम् ॥२७२

કુગ્રામવાસ, કુલહીનની સેવા, ખરાબ ભોજન, ક્રોધમુખી સ્ત્રી, મુર્ખ પુત્ર, વિધવા કન્યા એ છ અગ્નિ વગર શરીરને બાળે છે.

## વિપત્તિમાં ખરો મિત્ર પણ છોડી દે છે.

रोलंबैर्न विलंबितं विघटितं धूमाकुलैः कोकिलै ।
मायुरैश्चलितं पुरैव रभसात्कीरैरधीरैर्गतम् ॥
एकेनापि सुपल्लवेन तरुणा दावानलोपप्लवः ।
सोढः को न विपत्सु मुञ्चति जनो मुर्घापि यो लालितः॥ ७२

વૃક્ષ જ્યારે સારૂં શોભાયમાન નવાંકુરવાળું હતું ત્યારે તે પર અનેક પ્રકારના ભમરાઓ ગુંજારવ કરતા હતા, નાના પ્રકારના પક્ષીઓ ઉપર બેસતા હતા, મોર અને કોયલો પણ શબ્દ કરતાં હતા પરંતુ જ્યારે તેજ વૃક્ષપર દાવાનળ રૂપ આપત્તિ આવી પડે છે. ત્યારે તેજ ભ્રમરાઓ. કોયલો અને મોર વગેરે પક્ષીઓ પોત પોતાના અન્ય સ્થાનપર નાશી જાય છે અને તેથી પોતેજ એકલું ધુમાડાથી વીંટાઇ જઈ છેવટે બળી જાય છે (જ્યારે કોઇ પણ માણસ સારી સ્થિતિમાં હોય છે ત્યારે તેના હજારો મિત્રો હજારો સગાં તેને ખમા ખમા કરી તેની સેવા કરવા તત્પર રહે છે. પણ જ્યારે વિપત્તિનું વાદળ માથાપર આવી પડે છે. ત્યારે તે વિપત્તિ ભોગવનાર પોતે એકલોજ થાય છે. એટલે સુખમાં સૌ કોઇ ભાગીદાર થાય છે. અને બધી પીડા પોતાને એકનેજ ભોગવવી પડે છે. એટલુંજ નહિ પણ જે માણસને આપણે આપણા માથાપર ચડાવીને રમાડેલો હોય તે પણ વિપત્તિ વખતે આપણને છોડીને ચાલ્યો જાય છે.

## પોતાને સ્વાધિન ન રહેનારાઓ વિષે.

स्वाधीना दयिता सुतावधि सुतोऽसौ षोडशाब्दावधि ।
स्यात्कन्या करपीडनावधि सुतस्त्रीस्तद्दशत्वावधि ॥
जामाता बहुलार्पितावधि सखा साधुप्रलापावधि ।
शिष्यो गुह्यनिरुपणावधि परे चैते धनत्वावधि ॥२७४॥

એક પુત્ર થાય ત્યાં સુધી સ્ત્રી પોતાને સ્વાધીન રહે છે પુત્ર સોળ વરસનો થાય ત્યાં સુધી તે સ્વાધીન રહે છે, કન્યા પોતાના હાથમાં ચુડો પહેરે ત્યાં સુધી પોતાને સ્વાધીન રહે છે,પુત્રની સ્ત્રી તેથી દશવરસ વધારે પોતાને સ્વાધીન રહે છે, જમાઇ જ્યાં સુધી બહુ ધન આપીયે ત્યાં સુધી પોતાને સ્વાધીન રહે છે પોતાના મિત્રો સારાં વચનથી બોલાવીએ ત્યાં સુધી તેઓ પોતાને સ્વાધીન રહે છે, શિષ્ય જ્યાં સુધી ગુરૂ પાસે ગુપ્તવાત જાણી લે ત્યા સુધી તે પોતાને સ્વાધીન રહે છે. એ સઘળા જ્યાં સુધી ધન પ્રાપ્તિ થાય ત્યાં સુધી સ્વાધીન રહે છે. ૨૭૪

## સારી સ્થિતિમાં રહેનાર પુરૂષો વિષે

दाक्षिण्य स्वजने दयापरजने शाठ्यं सदा दुर्जने ।
प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जनेष्वार्जवम् ॥
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता ।
ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः ॥२७५॥

પોતાના માણસોમાં સારો ભાવ રાખે, અન્ય માણસોમાં દયા રાખે, દુર્જનમાં શઠપણું, સાધુમાણસોમાં પ્રીતિ રાખે, રાજાઓ તરફ નીતિથી રહે, વિદ્વાનો તરફ સારો ભાવ રાખે, શત્રુઓમાં શુરવીરપણું બતાવે, ગુરૂજન ( માતા, પિતા ) વગેરેમાં ક્ષમા રાખે, સ્ત્રીમાં ધૂર્તતા રાખે એ પ્રમાણે જે માણસો દરેક કામમાં હોંશીઆર છે તેજ આ દુનિયામાં સારી સ્થિતિમાં રહે છે.

## ગૃહસ્થાશ્રમની મહત્તા.

यथा मातरमाश्रित्य सर्वे जीवन्ति जंतवः ।
एवं गार्हस्थ्यमाश्रित्य वर्तन्त इतराश्रमाः ॥२७६॥
(मनु० महा०)

માતાના (પૃથ્વીના) આશ્રયથી જેમ સઘળા જીવોનું જીવિત છે તેમ ગૃહસ્થાશ્રમના આશ્રયથી બીજા આશ્રમોનું જીવન છે. ૨૭૬

## ઝેરી વસ્તુઓનું વર્ણન.

दुरधीता विषं विद्या अजीर्णे भोजनं विषम् ।
विषं गोष्ठी दरिद्रस्य वृद्धस्य तरुणी विषम् ॥२७७॥

ઘણુંજ દુઃખથી ભણેલી વિદ્યા ઝેર સમાન છે, અજીર્ણ થયું હોય ત્યારે ભોજન ઝેર સમાન છે, દરિદ્રની વાર્તા ઝેર જેવી છે અને ઘરડા પુરૂષને જુવાન સ્ત્રી ઝેર સમાન છે. ૨૭૭

## શોભા વગરની વસ્તુઓનું વર્ણન.

वस्त्रहीनस्त्वलंकारो घृतहीनं च भोजनम् ।
स्तनहीना च या नारी विद्याहीनं च जीवनम् ॥२७८॥

વસ્ત્ર વિના અલંકારની શોભા નથી, ઘી વિનાના ભોજનની શોભા નથી, સ્તન વિનાની સ્ત્રીની શોભા નથી અને વિદ્યા વિનાનું જીવન શોભતું નથી. ૨૭૮

## ઉત્તમ સિદ્ધિ.

सुमंत्रिते सुविक्रांते सुकृतौ सुविचारिते ।
प्रारंभे कृतबुद्धिनां सिद्धिरव्यभिचारिणी ॥२७९॥

કોઇપણ સારૂં કામ સુમંત્રિત હોય, અને આરંભમાંજ સારી રીતે વિચાર કરીને કરવામાં આવ્યું હોય તો તેવાં કામની ઉત્તમ સિદ્ધિ થાય છે. ૨૭૯

## પહેલાંથીજ વિપત્તિથી બચવાનો ઉપાય કરવો.

चिंतनीया हि विपदामादावेव प्रतिक्रिया ।
न कूपखननं युक्तं प्रदीप्ते वन्हिना गृहे ॥२८०॥

દુ:ખથી મુક્ત થવાને માટે આગળથીજ વિચાર કરવો કારણ કે બળતું ઘર હોય અને તેજ વખતે કુવો ખોદવો એ અયોગ્ય છે. તેમ તે વખતનો ઉપાય પણ અયોગ્યજ છે ૨૮૦

## વિદ્વાન અને મુર્ખનો સમય કેવી રીતે જાય છે.

गीतशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणां निद्रया कलहेन वा ॥२८१॥

બુદ્ધિવાનોનો સમય ગીત અને શાસ્ત્રના વિનોદથી જાય છે; અને મૂર્ખાઓનો સમય વ્યસન, ઉંઘ અને લડાલડીમાં જાય છે. ૨૮૧

## મૂર્ખ માણુસ વિદ્વાનની શોભા મેળવી શકતો નથી.

इभतुरगरथैः प्रयांतिमूढा धनरहिता विबुधाः प्रयांति पद्भ्याम् ।
गिरिशिखरगतापि काकपंक्तिः पुलिनगतैर्न समत्वमेतिहंसैः ॥२८२
( शा० )

ધન મેળવનાર મૂર્ખાઓ હાથી ઘોડા તથા રથપર બેસીને જાય છે તેથી, ને ધન ન મળવાથી વિદ્વાનો પગે ચાલીને જાય છે તેથી, તેની શોભાને તે મેળવી શકતા નથી જેમ ગિરિના શિખરપર બેઠેલી કાગડાની પંક્તિ નદી કિનારે બેઠેલા રાજહંસોના જેવી નથી તેમ. ૨૮૨

## અલ્પબુદ્ધિવાળાની શોભા ક્યાં સુધી?

यत्र विद्वज्जनो नास्ति श्लाघ्यस्तत्राल्पधीरपि ।
निरस्तापादपे देशे एरंडोऽपि द्रुमायते ॥२८३॥

જે ઠેકાણે વિદ્વાનોનો વાસ નથી ત્યાં થોડી બુદ્ધિવાળો પણ વખણાય છે જેમ વૃક્ષ વગરના દેશમાં એરંડો પણ વૃક્ષ કહેવાય છે તેમ. ૨૮૩

## સ્ત્રીઓના સ્વભાવિક સાત દોષ.

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।
अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥ २८४ ॥
( सू० चा० अ. २)

જુઠું બોલવું, વગર વિચાર્યું કામ કરવું, કપટ, મૂર્ખતા, ઘણો લોભ, અપવિત્રતા અને નિર્દયતા એ સાત દોષ સ્ત્રીઓમાં સ્વાભાવિક છે. ૨૮૪

## દુઃખકારક પદાર્થનું વર્ણન.

कष्टं च खलु मूर्खत्वं कष्टं च खलु यौवनम् ।
कष्टात्कष्टतरं चैव परगेहनिवासनम् ॥ २८५ ॥
( सू० चा० )

મુર્ખાઈ ઘણી દુઃખકારક છે, યુવાની પણ દુઃખકારક છે કારણકે તેને જાળવી રાખવી એ ઘણું મુશ્કેલ કામ છે. પરંતુ આ બને કરતાં તો બીજાને ઘેર રહેવું એ વધારે દુઃખકારક છે. ૨૮૫

## ત્રણ રત્નોનું વર્ણન

पृथिव्यां त्रीणि रत्नानि जलमन्नं सुभाषितम् ।
मूढैः पाषाणखंडेषु रत्नसंज्ञा विधीयते ॥ २८६ ॥
( सु० )

જળ, અન્ન અને સારૂં ભાષણ એ ત્રણ રત્નો દુનિયામાં ગણાય છે. પરંતુ જેઓ પત્થરના કકડાને રત્નનું નામ આપે છે તેઓ ખરેખરા મૂઢ છે. ૨૮૬

## વિદ્યારૂપ ધનની શ્રેષ્ઠતા.

सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम ।
अहार्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा ॥ २८७ ॥

સઘળા દ્રવ્યોમાં વિદ્યારૂપી દ્રવ્યના જેવું કોઇ ઉત્તમ દ્રવ્ય નથી કારણકે તે કોઇથી હરી શકાતું નથી, તેનું મુલ્ય થઇ શકતું નથી અને હંમેશાં તે અક્ષય રહેનારૂં છે. ૨૮૭

न चोरहार्यं न च राज हार्यं न भ्रातृभाज्य न च भारकारी ।
व्यये कृते वर्धत एव नित्यं विद्याधनं सर्व धनप्रधानम ॥२८८॥

જેને ચોર ચોરી શકતા નથી, રાજાઓ લઇ શકતા નથી ભાગીદારો ભાગ લઇ શકતા નથી જેનો ભાર લાગતો નથી અને જેમ ખર્ચાય તેમ તેમાં વધારો થાય છે તેવું વિદ્યારૂપી ધન સર્વ ધનમાં મુખ્ય છે. ૨૮૮

## સંસાર કટુવૃક્ષના અમૃત તુલ્ય બે ફળો.

संसारकटुवृक्षस्य द्वे फले ह्यमृतोपमे ।
सुभाषितरसास्वादः संगतिः सुजने जने ॥ २८९ ॥
( चा० )

સુભાષિત રસનો સ્વાદ અને સજ્જનનો સમાગમએ આ સંસારરૂપ કડવા ઝાડનાં અમૃત જેવાં બે ફળો છે. ૨૮૯

श्रीकृष्णार्पणमस्तु.

જન્મોત્રી બનાવવાનો ઉત્તમ ગ્રંથ

# જાતક ચંદ્રિકા.

મૂળ શ્લોક, અન્વય, ઉદાહરણ તથા ગુજરાતી ભાષાંતર સાથે.

કોઇની પણ મદદ વિના જન્મોત્રી બનાવવી તથા ફળાદેશ જાણવાને માટે આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે

**કીંમત ફક્ત ૨ રૂપિયા.**

માત્ર થોડીકજ નકલ બાકી છે. માટે તરત મંગાવી લો.

— મળવાનું ઠેકાણું —

**શાસ્ત્રી ગંગાશંકર મંચ્છાશંકર**

મહીધરપુરા દાલગીયાનો મહોલ્લો—સુરત.